# સંગિત સાહિત્ય.

લખનાર—જાનાભાઈ દામોદર વાજિંત્ર શિક્ષક, પાયધોની મુંબઈ.

વર્ષ ૧ લું

સંવત ૧૯૫૯.

માસ ચૈત્ર

આ ચોપાનીયું દર માસે પ્રગટ કરવામાં આવશે.

**લવાજમ.**

વર્ષ એક નો માત્ર રૂપીઆ દોઢ. પોસ્ટેજ સાથે.



અંક ૧ લો.

સન ૧૯૦૩

માસ એપ્રીલ.

છુટક નકલ એકના આના ચાર.

# સંગિત સાહિત્ય.

## પ્રસ્તાવના.

૫૮૧

દોહરો.

ભજું પ્રથમ મેં પ્રેમસુ, ભલો પ્રભુકો નામ,
કરનહાર બક્ષીસ સમર્થ, પુરે સબકી હામ.

સુજ્ઞજનો, આજ લગભગ ઘણા લાંબા વખતે આપ સાહેબોની મુલાકાત લઊછું. મારી પુર્વની આપેલી પ્રસાદીઓ સાથે આ મારી હાલની માસિક પ્રસાદી પ્રેમથી સ્વીકારશો. ગુજરાતના ગુણિયલો, વડોદરાનાં વિનોદીઓ, સુરતનાં શોખીન સજ્જનો, મુંબઈનાં મોજીલાઓ, કાઠીઆવાડનાં કલાવંતો, રજપુતાનાના રસીકો, તથા મદાવાદના આનંદીઓ, આ સમયે પેટ પુરતી તથા પોતાની જાતી સ્વભાષાની માધુર્ય પ્રસાદી પીરસેલી ...તોષ પામશે, એવી આશાછે. પ્રેમી જનો, ગાન વિદ્યાથી કોણ અજાણ છે? પશુ પક્ષી જેવાં પ્રાણીઓ ...ના પ્રેમાળ પ્રાણોનું ગાન વિદ્યાને બળીદાન આપે છે. સર્પ સમાન ઝેરી અને વિકારી પ્રાણીઓ ...મધુર મોરલીના મોહમાં ફસી તેના સકઝામાં સપડાય છે પણ ગાનથી અલગો થતો નથી.

પાલણામાં ઝુલતું નિર્દોષ બાળક પણ હાલરડાંનાં સુંદર શબ્દોથી શાંતિ પામી નિંદ્રાવશ થાય છે. મોટા મોટા પંડિતોએ પણ ગાન વિધા પર પોતાની પ્રીતી રાખેલી છે. સુકંઠી જ્ઞાની ભકતો તો જાણે ગાન વિધાથીજ ઇશ્વર મળતાં હોય તેમ ગાનમાં ગુલતાન થઇ જાય છે. રૂષીઓએ પણ એ વિનોદી વિધા પર પોતાની પસંદગી બતાવી છે. દ્રષ્ટાંતમાં નારદ જેવા મહા મુનિઓને ગાન વિના ચાલતું નહોતું. મહાત્માઓએ પણ એ અમુલ્ય વિષયમાં પોતાનું ચિત પરોવ્યું છે. કૃષ્ણ ભગવાનની વાંસળીથી કોણ અજાણ છે? મૃગ સમાન મહા ચપળ પ્રાણીઓ પણ ગાન વિધા પર પોતાના પ્રાણ આપે છે. એક બ્રાહ્મણને પોતાની પત્ની સાથ વાદ વિવાદ થતાં વિણાં વગાડી મૃગને લુબ્ધ કરી શીકાર કરવો પડયો તે સંબંધે મૃગની ગાન વિધા પરની પોતાની ફીદાગીરીનાં વેણો એક કવીએ મૃગનાં મૂખમાં મુકી વર્ણાવ્યા છે, તે આ જગોએ જણાવેલું વ્યર્થ જશે નહિ. મૃગ જીવ આપતાં કહે છે—

## દોહરો.

" મૃગ કહે સુન બ્રાહ્મણા, લગ્યો કલેજે ઘાવ,
જબ લગ શ્વાસ શરીરમેં, તબ લગ બિન બજાવ; ૧
પાન ખરે પાઉના ધર્યે; વારી વસ્યે સીહંલ દ્વીપ,
તોરે બિન બજંત્રકે કારણે, મેને શિશ કીયો બક્ષીસ. ૨ "

વાંચનાર જોયા ગાન વિધાનાં પ્રતાપો ? હાલના લેખાગુઓ સંગીત અને સાહિત્ય શબ્દનાં અર્થથી પણ અજાણ એવાઓ તાલ, સુર અને માત્રાના ભેદ વગેરેથી રહિત, જુદી જુદી ગાઇડો કહાડી સુંદર સંગીત શાસ્ત્રને બદનામ કરે છે. એવા લેખાગુઓ જેમ થોડાં નીકળે તેમ ઠીક; કારણ પ્રજા વર્ગના હાથમાં એવું અશુદ્ધ અને અધુરૂં પુસ્તક જવાથી સઘળા ગ્રંથો એવાં હશે એમ ધારી પુર્ણતાને પહોંચેલ ગ્રંથોને પણ ધક્કો મારે છે. કારણ એવાં બેચાર પુસ્તકો એકાદ જણે લીધા હોય એટલે પછી ગાઈડો લેવાનું પણ ભુલી જાય. સસતું નહીં પણ મોંઘું છે એમ ધારી ઉત્તમ ગ્રંથને ન લેતા કનિષ્ટોમાં વલખાં મારવા કરતાં પુસ્તક લેવુંજ હોય તો જરાક મન મોટું કરી શુદ્ધ પુસ્તકજ કા ન લેવું ? માટે સંગીત સાહીત્યને સજ કરવા સારા ગ્રંથની સાહયતા લેવી સારી છે એમ ધારૂં છું. હાલમાં માનીતી મુંબાપુરી જે માહનમ ભરી મોસમમાં સપડાઈ છે તેમાંથી કીરતાર કરૂણાં કરી ઝટ મુકત કરે એવું ઇચ્છી હું આ પ્રસ્તાવના પુર્ણ કરૂં છું; અને આશા રાખું છું કે જેવી મેહેરબાની મારા પ્રથમના પુસ્તકો તરફ તમોએ દેખાડી છે તેવીજ મારા આ અને ઈશ્વર કૃપાથી હવે પછીનાં નીકલનાર ગ્રંથો માટે દેખાડવી.

લી૦ શેવક નાનાભાઇ દામોદર વાજિંત્રશિક્ષક

ઠા. પાયધોણી મુંબઇ.

## સંગિત વિદ્યા—(નાદ વિદ્યા)—આનંદનું ફળ આપનારી વિદ્યા,

કે જેની બરોબર કોઇ વિદ્યામાં આનંદ નથી. જેથી કરીને મોટા મોટા રૂષીઓ કહી ગયા છે કે,—આनंदं परमं सुखम् એનું તાત્પર્ય એ છે કે આનંદ શિવાય સુખ નથી અને સુખ શિવાય આનંદ નથી. તેનો લાભ સેહેજ અને સુલભ કઈ વસ્તુમાં છે ?—સંગિત વિદ્યામાં.

સંગિતનો અર્થ "સં" એટલે ઉત્તમ અને "ગિત" એટલે ગાવું. ઉત્તમ રીતે ગાવું. અર્થાત્ શાસ્ત્ર રીતીથી સ્વર, તાલ, મુર્છના અને ગમક સહિત જે ગાવું તેનું નામ સંગિત છે.

સંગિત ત્રણ પ્રકારના છે. તેના નામ—૧ લું ગાન. ૨ જું વાદન. અને ૩ જું નૃત્ય. એ ત્રણમાં મુખ્ય ગાન છે, કારણ કે ગાન સ્વયં પ્રકાશિત છે. વાદન અને નૃત્ય, એ બીજાની સહાયતાથી થાય છે.

## સ્વરોની શોધ.

સૃષ્ટિની શરૂઆત પછી ઘણે કાળે લોકોના જંગલી વિચાર વિત્યા બાદ આ જગતનો કોઇ પણ કરતા હોવો જોઇએ, એવું જ્ઞાન આવ્યા પછી ઈશ્વર સ્તુતિ કરવાનો નિશ્ચય કર્યો; ત્યારે શરૂઆતમાં પ્રથમ બે સ્વરો શોધી કહાડેલા હોવા જોઇએ અથવા તો સ્વાભાવિક રીતે મળી આવેલા હોવા જોઇએ એમ માલમ પડે છે.

અને તે બે સ્વરોથીજ ઈશ્વર સ્તુતિ થતી હોય એમ લાગે છે. તે બે સ્વરો ષડજ અને રીખવ છે. એ બે સ્વરો કાયમ થયા બાદ ગંધાર અને મધ્યમ એ બીજા બે સ્વરો વિદ્વાન લોકોએ શોધી કહાડી ચાર સ્વરથી ઘણા કાળ શુધી ગાંધર્વ વિદ્યા ચલાવી રાખી હશે. ખરી રીતે જોતા હજુ સુધી પણ, તે ચાર સ્વર જણાય છે. એ ચાર સ્વરનો વહેવાર ચાલ્યા બાદ તે વિદ્યા પુર્ણ શોધમાં આવી ત્યારે વચલા ભાગમાં ( મધ્યમ સ્વર પછી ) જોઇતો અંતર રાખી તેના તેજ ચારે સ્વરોને ઉપર ચડાવ્યા. તેના નામ પંચમ, ધૈવત, નિષાદ અને ષડજ. એ પ્રમાણે નીચેના ચાર સ્વરો અનુક્રમે ઉપર મુકતા બધા મળી આઠ સ્વરો થયા. જેમ નીચેનો પ્રથમસ્વર ષડજ છે તેમ ઉપરનો પ્રથમ સ્વર પંચમ છે. જેટલા અંતરમા ષડજથી રીખવ છે તેટલાજ અંતરમા પંચમથી ધૈવત છે. જેટલી શ્રૃતિ ષડજની પહેલાં છે તેટલીજ પંચમની પહેલાં છે. જેટલી શ્રૃતિઓ ષડજ ને રીખવની વચમાં છે તેટલીજ પંચમ અને ધૈવતની વચમાં છે. તેમજ ષડજથી જેટલા અંતરે ગંધાર છે તેટલાજ અંતરે પંચમથી નીષાદ છે. શ્રૃતિઓમાં પણ એક સરખો ફરક છે. જેટલો ઉંચો ષડજથી મધ્યમ છે તેટલોજ ઉંચો પંચમથી ષડજ છે. એ પ્રમાણે જેમ ચાર સ્વરો નીચેના છે તેમજ ચાર સ્વરો ઉપરના ગોઠવેલા છે; પણ તેમાં પહેલા વર્ગનો પેહેલો ષડજ અને બીજા વર્ગનો છેલ્લો ષડજ એ બેઉના અવાજ મળી જવાથી બેઉના નામ પણ એક સરખા રાખેલા છે. તેથી છના નામ જુદા અને બેઉનું નામ એકજ રાખીને સાત સ્વરની ગણત્રી કરવામાં આવી છે.

જ્યારે સાતે સ્વર થકી સંગિત વિદ્યા સંપુર્ણ હાલતમાં આવી ત્યારે આડવ, ખાડવ, સંપુરણ, એ નામ આપવામાં આવ્યા. પણ પહેલા જ્યારે બે કે ત્રણજ સ્વરોમાં સંગિત ગવાતું હતું ત્યારે તેના નામો જુદા હતા. તે નીચે પ્રમાણે.

૧ લો આર્ચિક, જેમાં ફકત એકજ સ્વર આવેછે જેમકે "સા" ૨ જો ગાથિક જેમાં ફકત બેજ સ્વર આવે છે જેમ કે "સારી" ૩ જો સામિક. જેમાં ત્રણજ સ્વર આવે છે જેમ કે "સારીગ." ૪ થો સ્વરાંતર તેમાં ચાર સ્વર આવે. ૫ મો આડવ તેમાં પાંચ સ્વર આવે. ૬ ઠો પાડવ તેમાં છ સ્વરો આવે અને ૭ મો સંપુરણ કે જેમાં સાતે સ્વરો લાગે.

# સ્વર ભેદ.

ગાવામાં સ્વર છ પ્રકારના થાય છે તેના નામ.

૧ શુધ્ધ. ૨ કોમળ. ૩ અતિકોમળ. ૪ તીવ્ર. ૫ તીવ્રતર. ૬ તીવ્રતમ. પણ આજ-કાલ લોકો બે ભેદ સમજે છે. ઉતરી અને ચઢી એથી વધારે સ્વરનો ભેદ ન સમજવાથી બાકીના ચાર ભેદ જેજે રાગોમાં આવે છે, તે રાગોનું પુર્ણ શ્વરૂપ દેખાતું નથી કારણ કે જ્યાં સુધી એ ભેદથી અજાણ્યા છે ત્યાં સુધી રાગોના સ્વરૂપ કેવી રીતે દેખાડી શંકે ?

હારમોન્યમ વાજામાં બધા રાગ નથી વાગતા એવું જે લોકોનું કહેવું છે તેનું મુળ કારણ જોઇએ તો એજ છે. એ ચારે ભેદો રહિત હાર્મોન્યમ હોવાથી, તેમાં રાગનું પુર્ણ સ્વરૂપ માલમ પડતું નથી. જો તેમાં ચાર ભેદ નવા બનાવવામાં આવે તો રાગનું પુર્ણ સ્વરૂપ દેખાય તેમાં કંઇ શંકા નથી.

## સ્વરોના બે ભેદ છે તેના નામ. સ્થાયી અને અસ્થાયી.

**સ્થાયી**—કાયમ, સ્થીર, વિકારી અથવા તેને અચળ પણ કહે છે; એટલે કે જે પોતાની જગ્યા છોડતા નથી તેને સ્થાઇ સ્વરો કહે છે. સ્થાઇ સ્વરો ફકત બેજ છે. ષડજ અને પંચમ.

**અસ્થાયી**—અસ્થીર, અવિકારી, અથવા જેને ચલ પણ કહે છે એટલે જે સ્વરોમાં કાંઈ ફેરફાર અથવા ચડઉતર થાય છે તેને અસ્થાયી સ્વરો કહે છે.

અસ્થાઇ સ્વરો પાંચ છે. ઋષભ, ગંધાર, મધ્યમ, ધૈવત અને નિષાદ. વળી અસ્થાયી સ્વરોના પણ બબે ભેદ છે. એ બબે ભેદ ઋષભ, ગંધાર, ધૈવત અને નિષાદના એક સરખા છે. અને મધ્યમના જુદા છે કારણ કે—રી—ગ—ધ અને ની માં કોમળ સ્વર પહેલા આવે છે અને પાછલથી તીવ્ર આવે છે અને શુધ્ધ સ્વરમાંથી કોમળ થાય છે પણ મધ્યમમાં તો કોમળ પહેલા આવવાને બદલે શુધ્ધ સ્વર આવે છે જેથી ઉપર લખેલા સ્વરો શુધ્ધ સ્વરોમાંથી જેમ કોમળ થાય છે તેમ મધ્યમમાં તો કોમળને બદલે તીવ્ર થાય છે, દરેક

બે સ્વરની વચ્ચે તેઓનો કોમળ સ્વર જેમ આવી જાય છે, તેમ ગ અને મ ની વચ્ચે કોમળ સ્વર આવતો નથી. જેથી શુધ્ધ મનેજ કોમળ ગણાય છે.

શુધ્ધસ્વર—કુદરતી નિયમ પ્રમાણે જે સ્વર નીકળે છે તેને શુધ્ધ સ્વર કહે છે. શુધ્ધ સ્વરથી નીચા સ્વરનું નામ કોમળ અને ઉંચા સ્વરનું નામ તીવ્ર છે. બે સ્થાયી સ્વર, પાંચ અસ્થાયી સ્વર અને પાંચ અસ્થાયીના પેટા સ્વર મળી કુલે બાર સ્વર થાય છે. તે નીચે પ્રમાણે—

## બાર સ્વરની બાંધણી.

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ષડજ | રીખવ | | ગંધાર | | મધ્યમ | | પંચમ | ધૈવત | | નિષાદ | |
| સા | રી | | ગ | | મ | | પ | ધ | | ની | |
| સ્થાયી | અસ્થાયી | | અસ્થાયી | | અસ્થાયી | | સ્થાયી | અસ્થાયી | | અસ્થાયી | |
| શુધ્ધ | ઉતરીચઢી | | ઉતરીચઢી | | શુધ્ધચઢી | | શુધ્ધ | ઉતરીચઢી | | ઉતરીચઢી | |
| સા | રુી | રી | ગુ | ગ | મુ | મ | પ | ધુ | ધ | નુી | ની |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |

# સપ્તક વિષે.

**સાતે સ્વરોના સમુહને સપ્તક કહેછે. સપ્તક મુખ્ય ૩ છે. ખરજ, મધ્યમ અને ટીપ.**

૧ **ખરજ**—નિચા સ્વરનું સપ્તક. જેને " મંદ " કહેછે તેની સીમા નાભીથી કંઠ સુધીની છે.

૨ **મધ્યમ**—ચાલુ સ્વરનું સપ્તક. જેને " ચાલુ " કહેછે. નીચો નહી તેમ ઉંચો પણ નહીં. મધ્યમ રીતે અવાજ લેવામાં આવે છે. જેની હદ કંઠથી તાળુ સુધીની છે. તેને મધ્યમ અથવા સ્વાભાવિક સપ્તક કહે છે.

૩ **ટીપ**—ઉંચા સ્વરનું સપ્તક જેને " તાર " કહેછે. તેની હદ તાળુથી મુર્ધ સુધીની છે.

કેટલાક ત્રણને બદલે સાડા ત્રણ અથવા ચાર સપ્તક ગણે છે. તે એવી રીતે કે ખરજના પહેલા સપ્તક કરતાં નીચા અવાજના સ્વર અતિ પ્રયાસે લેછે, પણ તે પંચમ કરતાં વધારે નીચે ઉતરી શકતા નથી, માટે તેને તેનું અરધું સપ્તક કહેછે.

ટીપના અવાજ કરતાં ઉંચા અવાજના સ્વર અતિ પ્રયાસે લેછે, પણ તે પંચમ કરતાં વધારે ઉંચો ચડતો નથી માટે તેને અરધું સપ્તક કહેછે.

એપ્રમાણે પાછલા ત્રણ, ખરજનું અરધું અને ટીપનું અરધું લઇએ તો એકંદર ચાર સપ્તક થાય છે.

કેટલાક લોકો એ પ્રમાણે સ્વરના સાત સપ્તક બાંધેછે. સાતે સપ્તક કોઇના ગળામાંથી નીકળી શકતા નથી. ફકત " કાનુન " ( સ્વરમંડળ ) નામના વાજિંત્રમાં તે ઉતારવાની જોગવાઈ છે. ઇંગ્રેજોએ તેપરથી પ્યાનાફોર્ટ નામના વાજિંત્રમાં તેવી જોગવાઈ રાખી છે કે જેમાં ધારે તેટલા સપ્તક ગોઠવી શકાય છે.

# આડવ ખાડવ ભેદ.

આડવ, ખાડવ, સંપુરણ શુધ્ધ, છાયા લગત્ય અને સંકિરણ. અમુક રાગકે રાગણી કેટલા કેટલા સુરોથી બનેલી છે ; સાત, છ, પાંચ કે ચાર તે સમજવાને તેવા રાગ કે રાગણીઓના નામ જુદા જુદા આપેલા છે. હિંદુસ્તાની રાગ રાગણીઓમાં અનેક પ્રકારના નામો, તેના જુદા જુદા સુરો, તેમાં મુખ્ય કરીને કોમળ તીવ્ર ભેદાથી અને તેમાં વળી આડવ, ખાડવથી ઓળખાય છે તે નીચે મુજબ ધ્યાનમાં રાખવું. એવી રીતે રાગ મતંગ રૂષીના મતથી રાગના છ ભેદ છે.

**૧ આડવ**—જે રાગ રાગણી કે પુત્ર ભાર્યા વીગરેમાં પાંચ સુરો આવે પછી ચાહે તો " વિકૃતકે શુદ્ધ હોય " તેને આડવ કહે છે. જેમ કે માલકોશ અને હીંડાલ એ રાગમાં રીખવ અને પંચમ એ બે સુરો આવતા નથી માટે એ રાગને આડવ કહેછે. તેમજ કામોદ, બીભાસ, સારંગ, ભુપ વીગેરેમાં પણ ફકત પાંચજ સુરો આવે છે માટે તે પણ આડવ રાગ કહેવાય. કદાચ પાંચ સુર કરતાં એક ઓછો હોય તો તેને

અતિ આડવ કહે છે. જેમ કે " મગદા નામની રાગણીમાં ફકત ચાર સુરો આવેછે એટલે તેમાં રીખવ મધ્યમ અને પંચમ એ ત્રણ સુરો બાદ છે.

૨ ખાડવ—જે રાગ રાગણી પુત્રકે ભાર્યા વિગેરેમાં ફકત એકજ સુર બાદ હોય એટલે છ સુર હોય પછી ચાહે તો વિકૃત કે શુદ્ધ હોય તેને " ખાડવ " કહે છે, જેમ કે લલત, મારવા, સોહેણી એમાં પંચમનો સુર બાદ છે માટે તેને " ખાડવ " કહેછે.

૩ સંપુર્ણ—જે રાગ રાગણી પુત્રકે ભાર્યા વિગેરેમાં સાતે સુરો સમાએલા હોય પછી ચાહે તો વિકૃત કે શુદ્ધ સ્વરો આવે તેવા રાગોને સંપુર્ણ કહે છે. જેમકે ભૈરવી તેમાં સાતે સુરો સમાયલા છે.

૪ શુદ્ધ—જે રાગમાં કેવળ શુદ્ધ સ્વરોનો મેળ હોય અને વિકૃત યાને કોમળ તિવ્રના અંબાદીક સ્વરોના ભેદ એ રાગમાં ન આવે એવા સમુહને શુદ્ધ કહેછે

૫ છાંયાલગત્ય—જે રાગમાં સ્વર ખુબ સુરત લાગવાને માટે બીજા રાગના સ્વર લગાડવામાં આવેછે.

૬ સંકિરણ— ત્રણ ચાર તરેહના રાગ ભેગા મળેલા હોય અને કાનને સારા લાગતા હોય તેને સંકિરણ કહેછે. સંકિરણ નામ મિશ્રીત છે.

કેટલાક એવાભી રાગો છેકે તે સંપુર્ણ છતાં પણ તેમાં આરોહમાં બધા સુર આવતા નથી. જેવા કે

ખમાચ, સોરઠ, દેશ મલ્હાર, બેહાગ, શંકરો, બીહંગ, કેદારો, આશાવરી, બીલાવલ, ધન્યાશ્રી, માંડ, ગોડી વિગેરે.

# દિર્ઘહ્રસ્વ નિયમ.

કોઇબી રાગમાં ગાવાનો સ્વર દિર્ઘ રાખેલો હોય તો તેને હ્રસ્વ કરી શકાય છે. પણ હ્રસ્વ રાખેલો હોય તો તેને દિર્ઘ કરાય નહી. કારણ કે જો હ્રસ્વ સ્વરને દિર્ઘ કરીને ગાય તો રાગનું રૂપાંતર થાય, એટલે રાગ બદલાઇ જવા જેવું થાય. દાખલા તરિકે જુવો કે બેહાગ કે કેદારામાં અવરોહમાં રીખા હ્રસ્વ છે તેને જો દિર્ઘ કરીને ગાય તો રાગ બદલાઈ જાય છે. એ ઉપરથી દિર્ઘ હ્રસ્વથી રાગના રૂપ ફરી જાય છે તે સ્પષ્ટ સમજાય છે.

**અલંકાર**—સાત સ્વરના પ્રયોગને રાગના અલંકાર એટલે શૃંગાર અથવા આભુષણ કહે છે. અલંકારનીજ મદદથી જુદા જુદા રાગોના ખરા રૂપ દર્શાવવામાં આવે છે. સ્વરોની જુદી જુદી રીતે જુદી જુદી ગોઠવણ સહીત આરોહ અને અવરોહ થાય, એને અલંકાર નામ આપવામાં આવ્યું છે. પણ શુદ્ધ સાત સ્વરોની ફેરફાર વાળી ક્રીયાનેજ અલંકાર નામ આપી શકાય છે.

**પ્રહાર**—સ્વર ઉડતા બરોબર ધકકો લાગીને પછી સ્વર નીકળે તેને પ્રહાર કહે છે. કોઇ બેવડા સ્વરનો

ઉચ્ચાર જેમ આપણે કરીએ છીએ તેમ સ્વરનો વાયુનું વધારે જોર દઈ ઉચ્ચાર કરવો. જેમ સાધારણ કાના અને બેવડા કકાના ઉચ્ચારમાં જોર દેવામાં આવે છે તેમ પ્રહારમાં પણ તેવીજ રીતે થાય છે. આ કૃત કોઇ હમીર રાગ ગાતું હોય તે વખતે ધૈવત પર જોવામાં આવશે.

**હુંમક**—જેમ હાથ ધ્રુજે છે તેમ ગળામાંથી સાતે સુરનું ધ્રુજવું અથવા કાંપવું તેને હુમક કહે છે. હુમકથી ગાયન મધુર અને રસીક લાગે છે. જુવો નીચે પ્રમાણે.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| સા | આ | આ | આ | આ | આ | આ | આ | આ |
| રી | ઇ | ઇ | ઇ | ઇ | ઈ | ઈ | ઇ | ઇ |
| ગ | અ | અ | અ | અ | અ | અ | અ | અ |
| મ | અ | અ | અ | અ | અ | અ | અ | અ |
| પ | અ | અ | અ | અ | અ | અ | અ | અ |
| ધ | અ | અ | અ | અ | અ | અ | અ | અ |
| ની | ઇ | ઇ | ઈ | ઇ | ઇ | ઇ | ઈ | ઇ |

બાજુમા દરેક સુરને આઠ વાર કંપાવ્યા છે તેનો કાંઇ મેળ નથી. જેટલીવાર ધ્રુજાવવાની જરૂર હોય તેટલી વાર ધ્રુજાવવા. એ જુદા જુદા રાગ ગાતી વખતે નજરમાં રાખવું.

**અલાપ–અલાપચારી**—એ પણ તાનનું મંડાણ છે. ખરજ અને પંચમ એ બે સુર ગળામાંથી પહેલા કહાડીને પછી ટીપનો સુર કહાડવો. પછી પાછો પંચમ દર્શાવવો. અમુક રાગ શરૂ કરવો હોય ત્યારે

તેનાં સ્વરોને લઇ ત્યાંથી ખરજપર પાછા જવું એ અલાપનો આરંભ છે. એટલું કર્યા બાદ જે રાગ કરવો હોય તેના બાદી, સમબાદી અને અમબાદીના કાયદાથી વારંવાર આ, આ, આ, એવા અવાજોથી તેમાં આવતાં સુરોની અમુક રીતની મધુર મેળવણી તથા આરોહી અવરોહી કરવામાં આવેછે. રાગને દીપાવવાંના ચાર રસ્તા છે. એમ કરવાથી રાગનું ખરૂં રૂપ સ્પષ્ટ દર્શાય છે. તે નીચે પ્રમાણે.

૧—જે રાગણીમમાં તેનો બાદીસ્વર હોય ત્યાંથી અલાપશરૂ કરે છે.

૨—રાગણીનાં દરેક સ્વરો કર્યા પછી સમબાદીનો અવાજ દેખાડી પાછો બાદીપર એકદમ આવે છે ને ખરજ પર પહોચે છે.

૩—બાદી સમબાદી તથા અમબાદીપરથી ઉઠીને ટીપસ્વર સુધી જઇને પાછો બાદીપર જોર બતાવી ખરજ પર જાય છે.

૪—પ્રથમ ટીપપર જઈ રાગના બાદી સમબાદી અને અમબાદી પરથી થઈ ખરજ પર આવેછે અને " સમની " જગ્યા બતાવે છે.

# રાગના અંગ.

માટીની બનાવટના પુતળાઓનાં સઘળાં અંગો માટીનાજ બને છે, પથ્થરની મુરતીના અંગો પથ્થરનાજ બને છે, કાચના પુતળાઓના અંગો જેમ કાચનાજ બને છે તેમ રાગ રાગણીના બધા અંગો સ્વરથીજ બંધાય છે.

રાગ રાગણીના જે બધાએ અંગ બરોબર સમજીને ગોઠવી શકાય તો રાગનું આબેહુબ સ્વરૂપ દેખાય છે. જ્યાં સુધી આપણામાં અપૂર્ણતા પણું છે ત્યાં સુધી તેમાંના કેટલાક અંગોને ઓલખી શકાય તેમ નથી. એટલુંજ નહીં પણ તેમાંની બારીકીને લીધે ઉલટા ગુંચવાડામાં પડી જવાય છે. માટે હાલ ખપ જેટલા અંગો બરોબર ધ્યાનમાં રાખ્યા હોય તો રાગનું ખરૂ રૂપ જણાશે.

# અંગ લક્ષણ.

**ગ્રહસ્વર**—એટલે કોઈ પણ રાગનું જે સુરથી મંડાણ થાય છે તેને પકડ પણ કહેછે. હરેકોઇ રાગનો પ્રયોગ પ્રથમ ષડજ સ્વરથીજ આરંભ થાય છે અને તે સા ના અલાપ પછી પ્રથમ સ્વર આવે તે ચાલતા પ્રયોગનો ગ્રહસ્વર કહેવાય છે.

ચાલતા ગાયનનું જે પેહેલું અંગ હોય તે પોતે ગ્રહસ્વર નામ ધારણ કરેછે, જેમકે—માલકોશ રાગનો ગ્રહસ્વર મ હીંડોલ રાગનો ગ્રહસ્વર ગ અથવા ની એપ્રમાણે રાગની શરૂઆતમાં જે સ્વર પ્રથમ હોય તે ગ્રહ સ્વરના નામથી ઓળખાય છે, ષડજ સ્વર ગીત વ્યવહારીક તત્વોનું બીજ અને રાગ રાગણી વિગેરેના સઘળા પ્રયોગોનો આશ્રયસ્તંભ હોવાથી તે સા સઘળા પ્રયોગોનો ગ્રહસ્વર થઈ શકેછે, અને પંચમ સ્વર પણ તે સાનો સંવાદી સ્વર હોવાથી તે પ પણ પંચમ સ્વરવાળા સઘળા પ્રયોગોમાં ગ્રહસ્વર થઈ શકેછે.

**વાદીસ્વર**—તેને રાગ દર્શક કહે છે. જે સુર ઉપર રાગ અથવા રાગણી ખુબ રૂપ દર્શાવે છે તેને 'વાદી' સમજવો. જેમકે ખમાચ રાગણીમાં ગંધાર, કાફીમાં પંચમ, માલકોશમાં મધ્યમ બાદી સુર છે. એજ પ્રમાણે એવો એક સુર જરૂર જાણવો જોઇએ. તેથી રાગ રાગણીનું રૂપ માલુમ પડી આવે છે. એને રાગણીનો રાજા પણ કહે છે. રાજા પદ ભ્રષ્ટ થાય તો રાજ્ય બદલી જાય તેમ વાદી સ્વર ખસી જવાથી રાગ બદલાઈ જાય છે; માટે રાગનો મુખ્ય આધાર વાદી સ્વર પર છે. તે સ્વર પર છેવટે જઇએ ત્યારે રાગ અતિ ખુલ્લો માલમ પડે છે. વળી વાદી સુરથી રાગ શરૂ થાય છે અને છેડો પણ તેજ જગ્યાપર આવે છે.

**સંવાદી સ્વર**—વજીર અથવા વાદી સ્વરનો મધ્યમ મકાન છે. રાગના પ્રયોગનો જેટલો આધાર વાદીસ્વરપર છે તેટલોજ આધાર સંવાદિ સ્વર ઉપર છે. જેમ વાદી સ્વર રાગનું નીચેનું મુખ્ય અંગ બતાવે છે તેમ ઉપરનું મુખ્ય અંગ બતાવનાર સંવાદી સ્વર છે. દરેક રાગના આકારોનો આધાર વાદિ અને સંવાદી સ્વર ઉપરજ છે. જેમ વાદી સ્વર બાદ કરવાથી પ્રથમનું અંગ બદલી જાય છે તેમ સંવાદી સ્વર બાદ થવાથી ઉપરનું અંગ બદલાઇ જાય છે. એ રીતે વાદિ અને સંવાદિ સ્વર ખશી જાયતો ધારેલો રાગ બીલકુલ થાય નહીં.

વાદી અને સંવાદિ સ્વરના મધ્યમાં ૧૨ શ્રૃતિનો અંતરાય છે. જેમ સા નો મ અને પ સંવાદી સ્વર છે તેમ રી નો ધ છે અને ગ નો ની સંવાદી સ્વર છે. જેમકે ભૈરવ રાગમાં વાદી સ્વર કોમળ રી છે તો સંવાદી સ્વર કોમળ ધુ છે. મેઘ રાગમાં વાદીસ્વર શુદ્ધ રી છે તો સંવાદિ સ્વર શુદ્ધ ધ છે. એ રીતે વાદિ અને સંવાદી સ્વરો હમેસાં સાથે બંધાયલાજ રહે છે.

જે રાગમાં રાગના મુખ્ય સ્વરૂપને બતાવનાર અતિ કોમળ રી હોય તે રાગમાં અતિ કોમળ ધ હોવોજ જોઇએ. કોમળ રી હોય તે રાગમાં કોમળ ધ હોવોજ જોઇએ. શુદ્ધ રી હોયતો શુદ્ધ ધ હોવોજ જોઇએ. અતિ કોમળ ગ હોયતો અતિ કોમળ ની પણ હોવોજ જોઇએ. ગ કોમળ હોયતો ની પણ કોમળ હોવીજ જોઈએ.

ચાલતા પ્રયોગમાં તે, જો વાદિસ્વર અને સંવાદિસ્વર હોયતોજ ઉપરના નિયમો લાગુ પડે છે. એટલે જો તે સ્વરો રાગ જનક ન હોયતો તે નિયમ લાગુ પડતો નથી. જેમકે ભયરવીમાં કોમળ રીખવ વાદિસ્વર છે અને કોમળ ધૈવત સંવાદિ સ્વર છે તેથી તે બેઉ સ્વરો બંધાયલા હોવા જોઇએ. પણ તેમાં ગંધાર કોમલ છે અને નિષાદ પણ કોમલ છે તો તેમાં કોઈ પ્રસંગે આરોહમાં નિષાદ શુદ્ધ આવે તોપણ બાધ નથી. અથવા નિષાદને બાદ કરી નાંખશો તોપણ તે રાગણી ભ્રષ્ટ થઇ જશે નહીં. એ રીતે દરેક રાગને ઉત્પન કરનારા મુખ્ય બેઉ એટલે વાદી અને સંવાદિ સ્વરો છે. એ બે સ્વરો શિવાય બીજા ગમે તેટલા અને ગમે તેવા સ્વરોથી રાગ ગુંથાયલો હોય તે વિષે હાલ જોવાનું નથી; પણ એટલુંજ જોવાની જરૂર છે કે જે ગ્રામના વાદિ અને સંવાદિ સ્વરો હોય તે ગ્રામનાજ સઘળા સ્વરો હોવા જોઇએ. ગંધાર ગ્રામથી થતા રાગોમાં મધ્યમ ગ્રામના સ્વરોની જરૂર નથી. તેમ મધ્યમ ગ્રામથી થતા રાગોમાં ગંધાર ગ્રામના સ્વરોની જરૂર નથી.

**અંવાદી સ્વર—અમીર સંવાદિનો મદદગાર.**

**વિવાદી સ્વર**—વ્યાધી અથવા શત્રુ આ સુર કોઇપણ રાગણીમાં ઉપ્યોગમાં આવતો નથી; અને જો ઉપ્યોગમાં લઇએ તો રાગ તમામ બેહાલ થઇ જાય. જેમકે "લલિત"માં પંચમ, અને માલકોશમાં રીખવ અને પંચમ વ્યાધી સુર છે, માટે તે સુરને તે રાગમાં દાખલ કરીયે તો બીલકુલ તે રાગ બેહાલ થઈ જાય. વળી જે રાગમાં જે સ્વર વાદી હોય છે તે અથવા તો તે વાદી સ્વરનો જે સ્વર સંવાદી હોય તે પણ ચાલતા પ્રયોગમાં ગ્રહ સ્વર થઈ શકે છે. આ શિવાય જે સ્વરો ચાલતા પ્રયોગમાં શુરૂ એટલે અનુવાદી સ્વર હોય તે પણ વખતે ગ્રહ સ્વર બની જાય છે.

**અંશ સ્વર**—ચાલતા પ્રયોગમાં જે જે ખોડા સ્વરો આવે તેને અંશ સ્વર કહે છે. તે ખોડા સ્વરો બીજા સ્વરો સાથે મળી ગયેલા હોય છે. જેમકે માલકોશ રાગમા પ્રથમનો સા પોતેજ અંશ સ્વર છે. આ રાગનો ગ્રહ સ્વર મુ છે પણ શરૂઆતમાં સાથી ઘસાતો જાય છે જેમકે સા મુ આ જાતિમાં પ્રથમનો સા ખોડો છે અને તે મુ સાથે જોડાયલો છે તેથી મુ ગ્રહસ્વર છે અને સા અંશ કહેવાય છે. એ રીતે ગ્રહસ્વર સાથે અથવા તો બીજે સ્વરો સાથે જે ખોડો સ્વર આવે તે અથવા તો રાગના ચાલતા પ્રયોગમાં તેના જુદા જુદા અંગો જુદા જુદા ભાગ બતાવે તેને અંશ સ્વર કહેવામાં આવે છે.

**ન્યાસસ્વર**—જ્યારે ગાયન પુરૂ થાય અને છેવટના સમ આગળ અટકે તે સમનો જે સ્વર હોય જેમકે ભૈરવ રાગમાં છેવટે ધુ ઉપર અને માલકોષમાં મુ ઉપર સમ આવે છે તો તે સ્વરને ન્યાસસ્વર અથવા અટક કે ત્યાગ કહે છે.

**વિન્યાસસ્વર—** રાગના ચાલતા પ્રયોગમાં ઉંચામાં ઉંચો જે સ્વર આવે તેને વિન્યાસ સ્વર કહે છે. ગવાતાં પદમાં છેવટ ઉંચો એ સ્વરજ હોય છે અને ચાલતા રાગમાં એવા ઊંચા સ્વરની જરૂર હોય છે અને તેથી ઉંચો સ્વર લેવો એ ગાયકની ખુશીપર છે. વિન્યાસસ્વર તાર સ્થાનીજ હોય છે. જે રાગનો આદીસ્વર હોય તે તાર સ્થાનમાં જઇને વિન્યાસસ્વરનું નામ ધારણ કરે છે. જેમકે ભૈરવમાં રી આદી સ્વર છે તો તાર સ્થાની રી વિન્યાસ સ્વર થાય છે.

## સરગમ (નોટસ) માટે નિશાનિઓ.

(˘) સુરનો કોઇ અક્ષર કોમળ કે તિવ્ર સમજવાને માટે તિવ્ર સ્વર માટે કંઇપણ નિશાનિ નથી. પણ કોમળ સુર ઓળખવાને માટે સુરના અક્ષરને નીચે (˘) આવી નિશાની મુકલી છે, માટે જે અક્ષરની નીચે એવી નિશાની કરેલી હોય તે કોમળ સ્વર છે એમ સમજવું. રી ગ મ ધ ની એ કોમળ સમજવા. દાખલા તરીકે કોમળ રી કરવો હોય તો રીની નીચે (˘) નિશાની હોય તો તે (રી) કોમળ છે એમ સમજવું.

( ખ ) ગાયન અથવા ગત વગાડતાં ત્રણમાંથી ગમે તે સપ્તકના સુરો વચમાં આવેછે. તે વખતે એ સુરકયા સપ્તકનો છે તે ઓળવાને સારૂં દરેક સપ્તકને માટે નકકી કરેલી નિશાનીઓ ધ્યાનમાં રાખવી. તે નિશાનીઓ આ પ્રમાણે, કે જે શુરનાં માથાપર આવો ( ખ ) અક્ષર મુકયો હોય તો તે સ્વર ખરજનો અથવા

પહેલા સપ્તકનો સમજવો. જેમકે ખ ખ ખ ખ ખ ખ ખ
સા, રી, ગ, મ, પ, ધ, ની, ખરજના સપ્તકનો "સા" કરવો હોય તો તે "સા" ના માથાપર આવો (ખ) અક્ષર હોય તો તે (સા) ખરજનો અથવા પહેલા સપ્તકનો સમજવો.

બીજા અથવા ચાલુ સુરના સપ્તક ઉપર કંઇપણ નિશાની કરી નથી. માટે વગર નિશાની વાળો સુરનો અક્ષર હોય તો તે બીજા અથવા સુરના સપ્તકનો સમજવો. જેમકે સા, રી, ગ, મ, પ, ધ, ની.

(ટી) ત્રીજો અથવા ટીપનો સપ્તક ઓળખવાને સુરના અક્ષર પર આવી (ટી) અક્ષરની નીશાની કરેલી છે. માટે સુરના જે અક્ષર પર એવી નિશાની હોય તે ત્રીજા અથવા ટીપના સપ્તકનો સમજવો.

જેમકે ટી ટી ટી ટી ટી ટી ટી
સા, રી, ગ, મ, પ, ધ, ની, દાખલા તરીકે ટીપના સપ્તકનો "સા" કરવો હોય તો તે "સા" ના માથાપર "ટી" અક્ષર હોય તો તેને "સા" ટીપનો અથવા ત્રીજા સપ્તકનો સમજવો.

(૧–૨–૩–૦) આ નિશાનીઓ તાલ અને માત્રાને માટે છે. એટલે ગાયનને મથાળે મુકેલી જુદી જુદી તાલોમાં "સમથી" તે પાછા "સમ" સુધી આવતા તેના કેટલા ટુકડા કરવા પડે છે, અને તે દરેક ટુકડો કેટલી કેટલી માત્રાનો છે, અને તે એકંદર કેટલી માત્રાની તાલ છે તે બતાવવા રાખી છે. દરેક તાલની માત્રા એક સરખી હોતી નથી. કદાચ હોય છે તો તેની ગતીમાં ફરક હોય છે. એટલે કોઈ તાલ ૧૬ માત્રાની તો

કોઈ ૧૨ માત્રાની તો કોઇ ૧૦ની એવી રીતે જુદી જુદી તાલોમાં જુદી જુદી માત્રાઓ ગણવામાં આવે છે. તેમજ તેના ટુકડા પણ જુદી જુદી રીતે આવે છે.

કોઈમાં ૬ ટુકડા તો કોઇમાં ૪ તો કોઇમાં ૩ એવી રીતે આવે છે. તેમ દરેક ટુકડામાં માત્રા પણ સરખી આવતી નથી. જુદી જુદી હોય છે. કોઇનો સમ પેહેલી તાલ પર તો કોઇનો બીજી પર તો કોઇનો ખાલીપર એવી રીતે હોય છે.

તાલ દેતી વખતે ૧—૨—૩ એવી નિશાની હોય ત્યાં તાળી પાડવી એટલે પેહેલી બીજી ત્રીજી તાળી એ પ્રમાણે અને (૦) અને આવી નિશાની હોય તો તેટલા વખતમાં હાથ ખાલી નાખવો. અને ખાલી ભરી તાલોમાં વચમાં (॥) આ નિશાની છે તે અંદરની માત્રાઓ છે. માત્રાઓનો સરખો હિસાબ લાવવાને ગાયનોના શબ્દો તોડવાથી ગાયનના અર્થનો અનર્થ થાય છે. જેમકે એક ગાયન આ પ્રમાણે હોય ( કાહુ કીસીસે દીલના દીજે, દીલ દીજે સો સમજ સોચકે: ) આ ગાયનમાં એક એક શબ્દનો અર્થ ખુલ્લો સમજાય છે પણ જ્યારે માત્રાના હીશાબમાં લાવવાને અંદર સ્વર અ, આ, ઈ, ઉ, ઉમેરીને આ પ્રમાણે શબ્દો ગોઠવવા પડે છે ( કાઆ હુકી સીઈ સેએ દીલ નાઆ દીઈ જેએ દીલ દીઇ જેએ સોઓ સમ જસો ઓચ કેએ ) એ પ્રમાણે ગોઠવવાથી એકેક શબ્દનો પણ અર્થ સમજાતો નથી પણ શીખવવાની રીતતો એજ છે. એ પ્રમાણે જુદી જુદી તાલોને માટે જુદી જુદી રીતે શબ્દો તોડવા પડે છે, માટે આખું ગાયન જ્યાં મુકેલું હોય ત્યાંથી આખું યાદ કરી લીધા વિના તે ગાયન વગાડતાં શીખવાની ઉતાવળ કરવી નહીં.

(–) આ નિશાની કોઈ કોઇ ઠેકાણે ગાયનો વગાડવામાં એકથી વધારે અક્ષરોને માટે સુરનો એકજ અક્ષર આવે છે જેમકે "દીલ" એ બે અક્ષરને માટે સ્વર ફકત એકજ હોય તે આ પ્રમાણે "**દીલ**" હોય તો તે ઠેકાણે બેઉ અક્ષરોનો એકજ અવાજ સમજવો, એ પ્રમાણે બે અથવા એથી વધારે અક્ષરોની નીચે (–) આવી લીટી હોય તો તે ઠેકાણે તેટલાં અક્ષરોને માટે આવેલાં સુરનો એકજ અવાજ થવા દેવો.

# ચાલુ તાલો. અને તેમાની માત્રાના ભેદો.

ગાયનનો શું રાગ છે. તથા તે કઈ તાલમાં ગવાછે. તે જાણવા સારૂં દરેક ગાયનને મથાળે રાગનું અને તાલનું નામ લખેલુ છે. તે તાલમાં કેટલી માત્રા છે. અને તેમાં "સમ" ની જગ્યા કઈ તાલપર છે. તે નીચે પ્રમાણે સમજવું.

| | સમ | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| **કેરબે**–તાલ | ૨ | . | ૩ | . | ૦ | . | ૧ | . |
| માત્રા | . | . | . | . | . | . | . | . |
| ૮ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |

| | સમ | | | | | |
|---|---|---|---|---|---|---|
| **દાદરો**–તાલ | ૧ | . | . | ૦ | . | . |
| માત્રા | . | . | . | . | . | . |
| ૬ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |

| | સમ | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| **દીપચંદી (જેત)**-તાલ | ૨ | . | . | ૩ | . | . | . | ૦ | . | . | ૧ | . | . | . |
| માત્રા | . | . | . | . | . | . | . | . | . | . | . | . | . | . |
| ૧૪ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |

| | સમ | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| **અદ્ધો (ત્રીવડ)**-તાલ | ૨ | . | . | . | ૩ | . | . | . | ૦ | . | . | . | ૧ | . | . | . |
| માત્રા | . | . | . | . | . | . | . | . | . | . | . | . | . | . | . | . |
| ૧૬ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |

| | સમ | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| **પંજાબી (ત્રીતાલો)**-તાલ | ૨ | . | . | . | ૩ | . | . | . | ૦ | . | . | . | ૧ | . | . | . |
| માત્રા | . | . | . | . | . | . | . | . | . | . | . | . | . | . | . | . |
| ૧૬ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |

| | સમ | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| **લાવણી (કવાલી)**-તાલ | ૨ | . | ૩ | . | ૦ | . | ૧ | . |
| માત્રા | . | . | . | . | . | . | . | . |
| ૮ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |

| | સમ | | | | |
|---|---|---|---|---|---|
| **પીસ્તો (ગઝલ)**-તાલ | ૦ | . | ૧ | ૨ | . |
| માત્રા | . | . | . | . | . |
| ૫ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |

સમ.

| ખેમટો (નકડો)—તાલ | ૧ | . | . | . | . | . |
|---|---|---|---|---|---|---|
| માત્રા | . | . | . | . | . | . |
| ૬ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬. |

સમ.

| જપતાલો (ઝંપો)—તાલ | ૧ | . | ૨ | . | . | ૦ | . | ૩ | . | . |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| માત્રા | . | . | . | . | . | . | . | . | . | . |
| ૧૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦. |

સમ.

| સુલફાગ—તાલ | ૧ | . | ૦ | . | ૨ | . | ૩ | . | ૦ | . |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| માત્રા | . | . | . | . | . | . | . | . | . | . |
| ૧૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |

| રૂપક—તાલ | ૦ | . | . | ૧ | . | ૨ | . |
|---|---|---|---|---|---|---|---|
| માત્રા | . | . | . | . | . | . | . |
| ૭ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |

સમ.

| ચાતાલ (ધ્રુપદ)—તાલ | ૧ | . | ૦ | . | ૨ | . | ૦ | . | ૩ | . | ૪ | . |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| માત્રા | . | . | . | . | . | . | . | . | . | . | . | . |
| ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨. |

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | સમ. | | | | | | | | | | | |
| ઢીંચ—તાલ | ૧ | . | . | . | . | . | ૦ | . | . | . | . | . |
| માત્રા | . | . | . | . | . | . | . | . | . | . | . | . |
| ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨. |

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | સમ. | | | | | | | | | | | | | |
| આડ ચોતાલ—તાલ | ૧ | . | ૨ | . | ૦ | . | ૩ | . | ૦ | . | ૪ | . | ૦ | . |
| માત્રા | . | . | . | . | . | . | . | . | . | . | . | . | . | . |
| ૧૪ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪. |

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | સમ. | | | | | | | | | | | | | |
| બ્રહ્મતાલ—તાલ | ૧ | ૦ | ૨ | ૩ | ૦ | ૪ | ૫ | ૬ | ૦ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૦ |
| માત્ર | . | . | . | . | . | . | . | . | . | . | . | . | . | . |
| ૧૪ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | સમ. | | | | | | |
| તીશ્રજાતી ત્રીપુટ (તેવરા)—તાલ | ૧ | . | ૨ | . | ૩ | . | . |
| માત્રા | . | . | . | . | . | . | . |
| ૭ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭. |

| | સમ. |
|---|---|
| અસવારી—તાલ | ૧ . . . ૨ . . . ૩ . . ૪ . ૫ . |
| માત્રા | . . . . . . . . . . . . . . . |
| ૧૫ | ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪ ૧૫. |

ઉપર લખેલી તાલોની માત્રા તો એ પ્રમાણે ગણાય છે પણ ગાયનની "ગરગમ" બાંધતી વખતે કોઈ ગાયનમા લઘુ અક્ષરો વધારે આવના હોય તો બેવડી માત્રાઓ ગણીને અને ગુરૂ અક્ષરો વધારે આવના હોય તો અરધી માત્રાઓ ગણી "સરગમ" બાંધવી પડે છે.

**સુરવર્ત**—એટલે "સરગમ"ની ઉલટ પાલટ એવી સુરવર્ત ઘણી જાતની બાંધવામાં આવેછે. પ્રથમ એવી સુરવર્ત પર વાજિત્ર વગાડનારે હાથ તઈયાર કર્યો હોય તો ગાયનો વગાડવા સેહેલા થઇ પડે છે. ગાનાર પણ અભ્યાસ કરે તો ગળુ તઈયાર થાય અને સુર કાબુમા રહે છે.

## સુરવર્ત ૧ લી. તાલ ત્રીતાલો.

**ઠેકા—** ૧ ૧ ૧ ૧ ૧ ૧ ૧ ૧

ટી

**સ્વર—** સા . . . રી . . . ગ . . . મ . . . પ . . . ધ . . . ની . . . સા . . .

**તાલ—** ૨ . . . ૩ . . . ૦ . . . ૧ . . . ૨ . . . ૩ . . . ૦ . . . ૧ . . .

ઠેકા— ૧ ૧ ૧ ૧ ૧ ૧ ૧ ૧

ટી

સ્વર— સા . . . ની . . . ધ . . . પ . . . મુ . . . ગ . . . રી . . . સ

તાલ— ૨ . . . ૩ . . . ૦ . . . ૧ . . . ૨ . . . ૩ . . . ૦ . . . ૧

## સુરવર્ત ૨ જી, તાલ દાદરો.

ઠેકા— ૧ ૧ ૧ ૧ ૧ ૧

ટી

સ્વર— સા રી ગ રી ગ મુ ગ મુ પ મુ પ ધ પ ધ ની ધ ની સા

તાલ— ૧ . . ૦ . . ૧ . . ૦ . . ૧ . . ૦ . .

ઠેકા— ૧ ૧ ૧ ૧ ૧ ૧

ટી

સ્વર— સા ની ધ ની ધ પ ધ પ મુ પ મુ ગ મુ ગ રી ગ રી સા

તાલ— ૧ . . ૦ . . ૧ . . ૦ . . ૧ . . ૦ . .

## સુરવર્ત ૩ જી તાલ લાવણી.

ઠેકા— ૧ ૧ ૧

સ્વર— સા ગ રી ગ મુ ગ રી સા રી મુ ગ મુ પ મુ ગ રી ગ પ મુ પ ધ પ મુ ગ

તાલ— ૨ . ૩ . ૦ . ૧ . ૨ . ૩ . ૦ . ૧ . ૨ . ૩ . ૦ . ૧ .

ઠેકા— ૧ ૧ ૧

ટી ટી ટી ટી ટી

સ્વર— મુ ધ પ ધ ની ધ પ મુ પ ની ધ ની સા ની ધ પ ધ સા ની સા રી સા ની ધ

તાલ— ૨ . ૩ . ૦ . ૧ . ૨ . ૩ . ૦ . ૧ . ૨ . ૩ . ૦ . ૧ .

ઠેકા— ૧ ૧ ૧

ટી ટી ટી ટી ટી

સ્વર— ધ ની સા રી સા ની સા ધ પ ધ ની સા ની ધ ની પ મુ પ ધ ની ધ પ ધ મુ

તાલ— ૨ . ૩ . ૦ . ૧ . ૨ . ૩ . ૦ . ૧ . ૨ . ૩ . ૦ . ૧ .

ઠેકા— ૧ ૧ ૧

સ્વર— ગ મુ પ ધ પ મુ પ ગ રી ગ મુ પ મુ ગ મુ રી સા રી ગ મુ ગ રી ગ સા

તાલ— ૨ . ૩ . ૦ . ૧ . ૨ . ૩ . ૦ . ૧ . ૨ . ૩ . ૦ . ૧ .

## સુવર્ત ૪ થી તાલ જપતાલો (ઝંપો)

ઠેકા— ૧ ૧ ૧ ૧ ૧

ટી

સ્વર— સા રી ગ મુ રી ગ મુ પ ગ મુ પ ધ મુ પ ધ ની પ ધ ની સા

તાલ— ૧ . ૨ . . ૦ . ૩ . . ૧ . ૨ . . ૦ . ૩ . .

ઠેકા— ૧ ૧ ૧ ૧ ૧
ડી
સ્વર— સા ની ધ પ  ની ધ પ મ  ધ પ મ ગ  પ મ ગ રી  મ ગ રી સા
તાલ— ૧ . ૨ . . ૦ . ૩ . . ૧ . ૨ . . ० . ૩ . .

## સુરવર્ત ૫ મી, તાલ ચોતાલો.

ઠેકા— ૧ ૧ ૧ ૧
સ્વર— સા સા રી રી સા સા  રી રી ગ ગ રી રી  ગ ગ મ મ ગ ગ  મ મ પ પ મ મ
તાલ— ૧ . . . ૦ . . . ૨ . . . ૦ . . . ૩ . . . ૪ . . .

ઠેકા— ૧ ૧ ૧ ૧
ડી ડી  ડી ડી ડી ડી ડી ડી
સ્વર— પ પ ધ ધ પ પ  ધ ધ ની ની ધ ધ  ની ની સા સા ની ની  સા સા રી રી સા સા
તાલ ૧ . . . ૦ . . . ૨ . . . ૦ . . . ૩ . . . ૪ . . .

ઠેકા— ૧ ૧ ૧ ૧
ડી ડી ડી ડી ડી ડી  ડી ડી
સ્વર— સા સા રી રી સા સા  ની ની સા સા ની ની  ધ ધ ની ની ધ ધ  પ પ ધ ધ પ પ
તાલ— ૧ . . . ૦ . . . ૨ . . . ૦ . . . ૩ . . . ૪ . . .